श्रीमहावीराय नम

# ત્રિમાસિક બીજી સભાનો અહેવાલ.

સં. ૧૯૭૯ના ફાગણ વદ ૧૦ ને દીને બીજી સભા શા૦ દુલભ દેવાજી શ્રી કડચલીઆવાળાના પ્રમુખપણા નીચે મળી હતી.

શા૦ મગનલાલ દુલભજીએ દરખાસ્ત મુકી હતી કે શા. દુલભ દેવાજીને પ્રમુખસ્થાન આપવું તેને શા. રતનચંદ રામચંદે ટેકો આપ્યો હતો

કાર્યવાહક કમીટી તરફથી તૈયાર કરેલો લેખ આનંદમય જીવન શા. નાથુભાઇ ગોરીંદજી તરફથી વાચી સંભળાવવામાં આવ્યો હતો.

શા. મગનલાલ દુલભજી તરફથી બીજા લેખો-ક્ષમા રેહો !
વાચી સંભળાવવામા આવ્યા હતા.

પારબાદ બીજું કેટલુંક વીવેચન થઇ સભા બરખાસ્ત થઇ હતી.

શા૦ દુલભ દેવાજી

પ્રમુખ.



# એ અક્કલથી બડી ભેંસ.

અભિમાનમાં ડોળતા, મન તો કાળા ભેંસ
સજ્જન સાથે આથડે, એ અક્કલથી બડી ભેંસ—૧

પરણ્યા હતા એ ત્રણ વખત, માત પીતા જે પેસ,
કુળ તપાસી નવ જુએ, એ અક્કલથી બડી ભેંસ—૨

આડંબર અક્કલ તણો, કુટુંબ સંપન લેશ,
જ્ઞાતિહિત અંતર નહી, એ અક્કલથી બડી ભેંસ—૩

ડોળ કરે ડહાપણ તણો, અક્કલ નહી લવલેશ.
દ્વેષ કરે જ્ઞાતમહીં, એ અક્કલથી બડી ભેંસ—૪

મોટા બા થવાતણું, લક્ષ રહે હમેશ
દોષ બીજાના દેખતા, એ અક્કલથી બડી ભેંસ—૫

અગ્રેસર જ્ઞાતિતણા, કામ કરે નહી લેશ,
બોલ્યું ંધ પાળે નહિ, એ અક્કલથી બડી ભેંસ—૬

પ્રમુખા પામ્યા ખરૂ, કાર્ય કર્યું નવ લેશ
બોલ્યું વચન પાળે નહિ, એ અક્કલથા બડી ભેંસ—૭

ભોળી પંચને ભોળવે, છળ કપટ હમેશ;
ન્યાય છણે હિતનો બધો, એ અક્કલથી બડી ભેંસ—૮

રેસ, જુગાર, કુટુંબ વારસો, શેર સટ્ટો સ્વ બા દેશ
છિદ્રા પરના ખોલતા, એ અક્કલથી બડી ભેંસ—૯

ઓમાં પણ પાણી નહી, પુરૂષ પણુ નહી લેશ
વિઘ્ન કરે સદ્કાર્યમાં, એ અક્કલથી બડી ભેંસ—૧૦
બાળલગ્ન વિરોધ છે, કદી વૃદ્ધા લગ્ન અંદેશ
લાયક લગ્નો ના કરે, એ અક્કલથી બડી ભેં —૧૧
પગ તળે લંકા બળે, પરને દે ઉપદેશ
આપ બળ્યા શું ઠારશે, એ અક્કલથી બડી ભેં —૧૨
ખાંડી ભુચ તોડાવ્યાં ઘણાં, સ્વાર્થ સાધવા બેસ
નાગાઈ કરતાં ના ડર્યાં, એ અક્કલથી બડી ભેંસ—૧૩
સ્થાપે સદ્કામોતણાં, જ્ઞાતિ મંડળ એસ
ઉથાપવાને બહુ મથે, એ અક્કલથી બડી ભેંસ—૧૪
પંચતણે પૈસે બધી, સેવાનો આ દેશ
દાઝ મળે દીલ ના કરી, એ અક્કલથી બડી ભેંસ—૧૫
પહેલું કુટુંબ બીજા સગા, ત્રીજી જાતિ એસ
સેવા ચોથી દેશની, એ ગાંધીજી ઉપદેશ—૧૬
ટુંક અક્કલથી છે ભલા, બહેતર બડી તે ભેંસ
ધન્યવાદ આપું સદા, એ અક્કલથી બડી ભેંસ—૧૭

# આનંદમય જીવન.

જીવનની મધુરતા પ્રેમની વહેંચણીમાંજ છે. આપણા દીલમાં જો પ્રેમ હોય અને તે બીજા પ્રત્યે દર્શાવી શકીએ તો તેમાં રસ અને આનંદમય જીવનની ભરપુરતા જણાયા વીના રહેશે નહી. પોતાને એકલું પોતે ખુણામાં બેસીને ખાય અગર ભોગવે તેમાં તો હલકાઇ, સંકોચપણું અને બેખાનદાનીજ છે. બીજાને સુખી કરવામાં અગર બીજાના ઉપયોગ માટે તેનો વ્યય કરવામાંજ ખરો આનંદ છે. હવે તે બીજા પ્રત્યેના ખરેખરા પ્રેમમાંથીજ ઉદ્‌ભવીજ જોઇએ. આપણી લક્ષ્મી અગર વૈભવ અન્યને માટે વાપરીએ તેમાં પ્રેમથી જો નહી વપરાય તો તે નિરર્થકજ છે. લક્ષ્મી આપણને પ્રીય હોય છે. નહી વાપરીશું તો બીજે રસ્તે ચાલી જશે. માટે પાંચ પૈસા વાપરીદો એ ભાવનાથી જો અન્યને આપણે સુખી કરવા ધારીએ અગર આપણા વૈભવમાં ભાગ આપીએ, તો તેમાં આપણા મનની નીરાશાની ઉંડી ચીસ રહે છે. કારણકે લક્ષ્મી જો કાયમ રહી શકે તેમ જો હોય તો તેવી ગોઠવણ કરીને પણ સંઘરી રાખત. આ વૃત્તી જો દ્રવ્યનો પારકાના ભોગ માટે ઉપયોગ કરનારના હૃદયમાં હોય તો તો જરૂર તેના જીવનની અધોગતિ કરનારજ છે.

આપણા જીવનને કોઇએ કોઇ પારકાની સેવા કરવાનો ભાર આપણા શીરે નાંખેલો નથી, કે હવે એ ભાર ગમે તેમ કરી ઉપાડવોજ પડશે. આપણને કોઇએ ભાર ઉપાડનારા પ્રાણી ગણી આપણા ઉપર ભાર લાધ્યો નથી અગર તો આપણે એવા કઠોર માલીકના

સેવક બન્યા નથી. પણ આપણે આપણો મૂળ સ્વભાવ એવો બનાવવો જોઇએ કે પ્રેમ અને આનંદથી આપણું પોતાનું જે કાંઇ હોય તે પ્રેમપૂર્વક પોતાને માટે વાપરવું ઘટે. તે સાથે બીજાને માટે પણ તેનો ઉપભોગ કરવો ઘટે.

મનુષ્યો પાસે બુદ્ધી, શક્તી, ધન, યશ, પ્રતિષ્ઠા, અધિકાર આદી જે કાંઇ છે તે ઉપભોગ જાતે કરવો તેમજ આપણા બીજા બન્ધુઓને પણ કરાવવોજ જોઇએ. તદ્દન એવા શુષ્કજીવનની પણ જરૂર નથી કે આપણે તો બીજા માટે મરી ફીટવામાંજ અને બીજાને માટેજ આપણું સર્વસ્વ હોય તે પુરૂં કરીદેવામાંજ આપણા જીવનની સારથકતા છે. આવુ કઠોર તપ અને વૈરાગ્ય આપણા હૃદયના મુળમાંથી પ્રેમને ચુસી લે છે અને આપણા ઉપર ભયંકર જવાબદારીનો બોજો મુકી દે છે કે જેના નીચે આપણા જેવાનું જીવન કચડાઇ અને ચુંદાઇ ગયા સીવાય રહેજ નહી. ફક્ત એવા ભાવની જરૂર છે કે હું મારી માનસીક, શારીરીક, આધ્યાત્મીક અને ધનીક સંપત્તીનો ઉપયોગ મારી આજુબાજુ રહેનારા મારા બંધુઓને પણ તેનો લાભ આપી તેમના જીવન અધીક સુખી અને મધુર બનાવીશ. મારી આસપાસ જે મનુષ્યો છે તે તમારા આત્મબંધુઓ છે. હું આ જગતમાં આવીને રહ્યો છું. તો બીજા વધારે મનુષ્યોને ઉંચી સ્થિતીએ લાવું તોજ મારૂં જીવન સાર્થક છે. હું આ જગતમાં પ્રેમ અને આનંદ વધારવા આવ્યો છું. જ્યારે હું આ જગતમાં વીદાયગીરી લઇશ ત્યારે મારી પાછળ મારા સમાગમમાં રહેનારાઓને મારા સંબંધી એવું કહેવરાવતો જઇશ કે આપણા જીવનને પ્રેમ અને આનંદમય મધુર બનાવનાર એક જણ

આપણી વચમાંથી ચાલ્યો ગયો. આવું પ્રેમમય જીવન માનવ હૃદયમાં પેસે ત્યારેજ જીવન આનંદમય થાય.

કેટલાકો એવું માને છે કે આનંદમય જીવન ત્યારેજ ગણાય કે જીવનની ભોગોપભોગની સામગ્રી આપણી પાસે કેટલી છે ? આપણે કેટલી જમીન છે ? અને કેટલી રોકડ છે ? અને હજુ કેટલું મેળવીશું ? અને વધારે મેળવી શકાય ? તેના ઉપરજ આનંદમય જીવન માને છે. જેમખ્ખ સ્ત્રીઓ પાસે પુષ્કળ દાગીના હોય, દેશ પરદેશ દુકાનો હોય, રસ્તામાં ચાલતા સેંકડો જણા સલામ ભરનાર હોય અને લોકો તેની કૃપા ચાહતા હોય. આ વસ્તુઓમાંની જે જે ચીજો વધારે હોય તેમ તેમ તેનું જીવન વધારે આનંદમય માનનાર પણ વિશેષ હોય છે. તેમની નજરે પ્રેમ કે ચારીત્રની મહતા વધારે જણાતી નથી. આ પ્રમાણે માનનાર આત્માની આ રીતે ઉન્નતિવડે સારથકતા માની શકતા નથા. દરેકે પોતાના જીવનનો ક્રમ નક્કી કરવો જોઇએ. જીવનને મર્યાદીત પ્રેમમય બનાવવું કે અમર્યાદીત સ્વછંદી બનાવવું. એમાંથી ગમે-તે એક માર્ગ પ્રસંદ કરવોજ પડશે. અમર્યાદીત જીવન પ્રસંદ કરવું હોય તો તો હમેસા જે જે નવી ફેસન નીકળે તે ઘરમાં-કામમાં દાખલ કરવાજ કરો. સમાજ ધર્મને વળગી રહો નહી. અને બીજાઓ જે અપ-ટુ-ડેઇટ-ફેસનમાં રહેનારાઓ હોય. તેઓ તમોને પાછલ નાખી આગલ ધસી જશે.

હવે મર્યાદીત જીવન સાદાઇ, સંયમ, સંઘસેવા, દેશસેવા ધર્મ તરફ દ્રઢતા વાગેર સીખવે છે. આપણી ફરજ ધર્મશાસ્ત્રના ફરમાન મુજબ મર્યાદીત જીવન નહી રાખીએ તો આખરે આપણે આગળ ખેંચાઇ

એંચાઇને પણ પાછળ પડી જઇશું. જેને જે રસ્તો સુગમ લાગે તે તે રસ્તે ભળે. અતખરો કરી જુઓ.

આપણે જૈન છીએ. મહાવીરને પરમદેવ માનનારા છીએ. આપણા મનમાં જગતના કોઇપણ પ્રાણી પ્રત્યે દ્વેષભાવ ન હોવો જોઇએ. તમામ મનુષ્યો અને પ્રાણીઓ પ્રત્યે સાચો પ્રેમ હોવો જોઇએ. મને કોઇ હરકત કે વિઘ્ન કરે તેવે પ્રસંગે પણ મારામાં તેમની ઉપર દ્વેષ કે ક્રોધ ન કરવાનું બળ જાગૃત થાઓ. આપણાથી કદી કોઇનું હીત ન થઇ શકે તે વાત જુદી છે. પરંતુ આપણું લક્ષ તો તે બાજુ હોવુંજ જોઇએ. કારણકે સમાજનો હરકોઇ માણસ આપણા જીવનને થોડેઘણે અંશે મદદગાર હોય છે, અને આપણે પણ થોડે-ઘણે અંશે દરેકના મદદગાર છીએ. કોઇ કોઇવાર કોઇક અજાણ-તાને કે વીચારભેદને લીધે આપણા વીચાર સાથે મળતા ન થાય. તેથી શું તેની ઉપેક્ષા કરવી જોઇએ ? નહીજ પણ તેને બરાબર સમજાવીલેવા જોઇએ અને વીરૂદ્ધતા સહન કરવી જોઇએ. અને તેમાં જે અડગ ધીરજ રાખી કામ કરવું જોઇએ. વખતે વચ્ચે નાશી-પાસ થવા જેવું પણ ભાસે, તોપણ ધીરજથી શ્રદ્ધા રાખી કામ કરે તો જરૂર ફળીભુત થશેજ.

આપણે ભાષણો લેખો ઘણા સાંભળ્યાં લખ્યાં અને વાંચ્યાં. પણ આપણે આપણી સમાજ કે ધર્મનો કંઇ જીવ જેવો ઉદ્ધાર કરી શક્યા નથી તેનું કારણ આપણું ઢીલાપણુંજ છે. જો કાંઇપણ સારૂ પરીણામ લાવવુંજ હોય તો મુગે મહોડે સમાજના લાભના કોઇપણ અંગની સેવા કરવા દરેક વળગી જવું જોઇએ. તેથી દરેક જણ વાતુ-

ડીયા મટી કામ કરનાર થશે. બરાબર દરેક જણ પોતપોતાની ઇચ્છા પ્રમાણે પણ સમાજની સેવા કરવામાંડે અને બરાબર પદ્ધતીસર કામ કરે તો સમાજનાં એટલા બધા કામો સુધરીજાય અને આગળ જતા એમ દેખાય કે કર્તવ્ય કરવાનું મહાન ક્ષેત્ર હજી આપણે માટે પડયું છે. પણ તે પહેલા માનની લાલસા કે મોટાઇ મેળવવાની લાલસા બીલકુલ છોડીનેજ સેવા ભાવથી થોડું બને તો થોડું. પણ અંતરશુદ્ધિ અને પ્રેમથીજ કરવું, પણ લોકો પાસે આપણા કામની કદર કરાવવાજ કામ કરવું હોય તો અહેરબાની કરી કાંઇ નહીજ કરવું એ ઘણું ઉત્તમ છે. પણ માત્ર કર્તવ્ય સમજીને કરશો તોજ તે ઘણું સર્વોત્તમ થશે. અને જ્યારે તેમ થશે ત્યારેજ વાતાવરણ શુદ્ધ થશે અને હાલ જે પૈસાદાર મોટરકારવાળા કે વાડી બંગલાવાળાને મોભાદાર કે આબરૂદાર ગણાય છે, તેમાં પરીવર્તન થઇ જેઓ સેવાભાવ માટે જીવન ધરાવતા થશે, તેઓજ મોભાદાર અને આબરૂદાર ગણાશે. પણ તે માટે ધીરજ રાખી યુગપલટો આપણી સમાજમાં કરવો પડશે. તેમ થતાં જરૂર આગળ વધાશે. જરાપણ પાછળ હઠવા શંકા રાખશો નહી.



# ઉભા રહો !!

કુદરતને પોતાની ગતિમાં વિસામો ખાતાં કદી તમે જોઇ છે. દિવસો પછી પખવાડીયાં અને પખવાડીયાં પછી માસની ગણત્રીએ વીર વિક્રમનું ૧૯૭૮નું વર્ષ આપણે વટાવી ગયા. જીવનને કેટલાયે કડુ અને મીઠા અનુભવોમાંથી પ્રસાર થવું પડયું હશે. સૌ સૌના સંચિત પ્રમાણે કાળની દિવ્ય પિંછીએ સૌ રંગાયા હશે. વહી જતા વર્ષના એક અગમ્યનાદે આપણને કહ્યું. ઉભા રહો ! દુનીયાની, ધડમથલમાંથી એક પળ વિરામ લે ! જીવન પર એક દષ્ટિ ફેંકી તારી કમાણિ સ્વાર્થની છે કે સેવાના ! પોતાને માટેજ જીવવાની સ્વાર્થપટુ દશાવાલી, દેશની ભિન્ન ભિન્ન જ્ઞાતી સમાજોએ દેશની આબાદીને ધુળધાણી કરી છે, એમ કહેવામાં કંઈજ અતિશયોક્તિ નથી થતી, સર્વાંગ સુંદર ગણાતા દેશની પ્રજા આજે સ્વ ધંધાથી, વિમુખ બની શા સારૂ મૂઠીભર અનાજ માટે વલખાં મારે છે? બંધુભાવની વિમલ જયોતિ આજે કેમ કલુષિત થઇ ગઇ છે! નિખાલસ હૃદયે આત્માની સન્મુખ જઇ આપણે પૂછીશું તો જરૂર સમજાશે કે આપણે આબાદ રીતે ભૂલેલા ખરેખર અથડાઇએ છીએ કુટાઇએ છીએ. આજે ભારત વર્ષ ઉત્કાન્તિની સુંદર કસોટીમાંથી પ્રસાર થઇ રહ્યું છે. મહાત્મા ગાંધીજી જેવી દેશની દિવ્ય વિભુતિએ આ વર્ષમાં યવરડા જેલને શોભાવી છે. ગરીબોનો બેલી, દેશની અમોલી સંપત્તિ જે દેશમાં જેલનિવાસ કરી રહી હોય, તે દેશની પ્રજા કાર્ય કરવામાં વિસામો કેમ લઇ શકે ? સેવા અને ત્યાગના આ કર્મયુગને આપણે ન પીછાનીએ તો મનુષ્ય હોવનો દાવોજ આપણાથી કેમ થઇ શકે ? જીવનના ક્ષુદ્ર ઝઘડાઓમાંથી આપણે ઉંચા ન આવીએ, ઐહિક સુખોનેજ આપણું સર્વસ્વ માની બેસીએ તો

આપણી પ્રગતિનું ચક્ર ગતિ ક્યાંથી કરી શકશે ? ભારત આજે દિવ્ય પ્રભાતની ઝાંખી અનુભવે છે. છતાં નિરોગી આંખ શિવાય એ દર્શનની મહત્તા નથી સમજાતી. અમે સેવકરૂપે જ્ઞાતિ પાસે ગયા વર્ષનો હિસાબ માગીએ છીએ. વ્યાપારી કોમ તરીકે ઉખડીગયેલા આપણા સ્થાનને મેળવવા આ કર્મયુગમાં તૈયાર ન થઇએ તો દેશને ભારરૂપ થઇપડતી એવી કોમને કયું વિશેષણ લાગશે ?

દેશના પુનિતપુત્રો આજે શા સારૂ જેલ સેવી રહ્યા છે ? એમના સ્વાર્થભોગનો પચીસમો ભાગ પણ જો આજે જ્ઞાતિના અમુક સેવકો આપવા નિશ્ચય કરે તો હમણાંની લજ્જિત દશામાં વિના વિલંબે ફેરફાર કરી શકાય, અજ્ઞાનતા અને ગરીબાઇમાં અટવાયલી જ્ઞાતિને આપણેજ ઉગારવાનો પ્રયત્ન ન કરીએ તો સ્વર્ગમાંથી દેવો એ ઉતરી મદદ કર્યાનું કદી તમે સાંભળ્યું છે ? આજના મંગળ પ્રભાતમાં સેવા કરવાની વૃત્તિને ઉત્તેજીત કરવા પરમકૃપાળુ પ્રભુ પાસે આપણે દીનયાચના કરવી જોઇએ.

જ્ઞાતિના વડીલવર્ગે યુવકવર્ગની પીઠ થાબડી પોતાની અનુભવી બુદ્ધીને સુમાર્ગે ખરચવાની જરૂર છે, શિક્ષિત અને લેખકવર્ગે જ્ઞાન-પ્રચારનું કાર્ય સેવાવૃત્તિથી ઉલટપૂર્વક ઉપાડીલેવું જોઇએ. શ્રીમંત-વર્ગે આર્થિક સહાય વિનાં સંકોચ કરી ગતિને આગળ ધપાવવી જોઇએ. સ્ત્રીવર્ગે પુરૂષોની સાથે કામ કરવામાં ઉભાં રહી સંસાર-યાત્રા ખેડવાના રથના બે ચક્રને મજબુત બનાવવાં જોઇએ, દેશના દિવ્ય રણકારમાં આટલા નિશ્ચયવડે આપણો અવાજ ભેળવી જીવ-નનું સાર્થક કરવું જોઇએ. દેશના આવા મોંઘા અવસરને સમજ-વાનું બળ પ્રભુ અમારી જ્ઞાતિના બાહ્બ્હેનોને આપે એવી અમારી નમ્ર યાચના છે.

# કલ્યાણાર્થે કેવું વર્તન જોઇએ ?

૧ સન્માર્ગગામી—માર્ગાનુસારી થવું જોઇએ. ન્યાયનિષ્ઠ, નીતિચુસ્ત પ્રમાણિક બનવું જોઇએ, સત્યાગ્રહી થવું જોઇએ.

૨ સ્વકુળને શોભે એવો ગમે તે પ્રમાણિક ધંધો કરી સ્વકુટુંબ સાથે સ્વજીવન નિર્વાહ કરવો જોઇએ.

૩ આવકના પ્રમાણમાંજ ખર્ચ કરવું જોઇએ. ઉડાઉ નહીં થતાં સાદાઇ અને કરકસરના નિયમો લક્ષમાં રાખી સંતોષ વાળવો અને જે બચત રહે તેમાંથી, દીન દુઃખી જનોને યોગ્ય આશ્રય આપી તેમને સંતોષવા બનતો પ્રયાસ કરવો જોઇએ.

૪ સહુને આપણા મિત્ર કે બંધુસમાન લેખવા જોઇએ.

૫ દુઃખી જનોને યોગ્ય આશ્વાસન આપી હરેકરીતે તેમનું દુઃખ દૂર કરવા કે કમી કરવા મથવું જોઇએ.

૬ સુખી કે સદ્‌ગુણી જીવોને દેખી રાજી–પ્રમુદિત થવું જોઇએ, અને આપણે એવીજ ઉત્તમ ચાહના રાખી તેમનું શુભ અનુકરણ કરવું.

૭ ગમે એવા નીચ નિંદક જેવા નાદાન ઉપર દ્વેષ કે કોપ નહી કરતાં કરૂણાબુદ્ધીથી તેમને સુધારવા પ્રયત્ન કરતાં છતાં વિપરીત પરિણામ આવતું લાગે તો તેની ઉપેક્ષા કરી પ્રમાદરહિત અન્ય ઉચિત હિત આચરણ કરી લાભ ઉપાર્જન કરતા રહેવું જોઇએ.

૮ સહુ જીવોને સ્વઆત્માસમાન લેખી, કોઇને દુઃખ પ્રતિકૂળતા ઉપજે એવું અહિત આચરણ કરવાથી વિરમવું અને એકાંતહિત આચરણ કરવું.

૯ કામ, ક્રોધ, મોહ, મદ અને મત્સરપ્રમુખ અંતરંગ શત્રુનું ખુબ ચીવટથી દમન કરવું જોઇએ.

૧૦ માત પિતા સ્વામી વિદ્યાગુરૂ અને ધર્મગુરૂની શુદ્ધ નિષ્ઠ સેવાચાકરી હર્ષસહિત કરવી.

૧૧ કોઇની નીંદાચુગલીથી સદંતર દૂરજ રહેવું.

૧૨ સુખ દુઃખમાં હર્ષ ખેદ નહી કરતાં સમભાવે રહેતાં શીખ સિંહની જેમ શુરવીરપણે ચાલવું, પણ શ્વાનની જેવી નિર્બળ દાખવવી નહિજ.

૧૩ આશ્રિતવર્ગની યોગ્ય વખતે બરાબર સંભાળ કરવી. પોષ્ય વર્ગનું વખતસર પોષણ કરવું.

૧૪ સદ્‌ગુણી જનોનો સહર્ષ વિનય- સત્કાર કરવો.

૧૫ શુદ્ધ દેવ ગુરૂ ધર્મ બરાબર ઓળખી-પારખી લેવા.

૧૬ તેમની નિઃસ્વાર્થ સેવા માટે બને એટલું આત્માર્પણ કરવું. તન, મન, ધન, નો સદ્‌વ્યય સંકોચ રહિત કરવો.

૧૭ આત્માની શક્તિ જાગૃત કરી નિર્બળ જીવોનું રક્ષણ કરવું.

૧૮ સહુ આત્માને હિત રૂપ થાય એવું પ્રિય અને સત્ય વદવું.

૧૯ ન્યાય દ્રવ્યજ ઇચ્છવું-પર દ્રવ્ય પથ્થર તુલ્ય લેખવું.

૨૦ સ્વ સ્ત્રી સંતોષી થવું. પરસ્ત્રીને મા-બેન સમાન લેખવી.

૨૧ પાપની રાશી ઓછી આવે એવાં નિત્ય કામો કરવાં.

૨૨ નિસ્પૃહી સંતજનોની ભક્તિ કર્યા પછી પોતે ભોજન કરવું